# રત્નનહેર

યાને

# રત્નોની નદી.

આ એ ચોપડીમાં દોહરા છપ્પા, ચોપાઇ, ચાબખા,
ભુજંગીછંદ, નારાછંદ, ગજલ, ભજન, લાવણી
અને પરભાતીઆ, અને શામથી તથા અર-
જુન ગીતા આખી વીગેરે ધરમને
લગતો શાર નીકલે તેવા પદ.

છપાવી પ્રસીધ કરનાર,
એમ. એમ. એન્ડ કુ૦
ઠેકાણું—નેલ રોડ ધામામવાડા આગલ.

ધી "કમર" પ્રીંટીંગ પ્રેસ અબદુલ રેહેમાન સ્ટ્રીટ—મુંબાઇ.

કીમત ૦-૨-૦ બે આના.

I ૪.47.
1902.

# ઇશ્વરસ્તુતિ.

**રાગ સીતાજીનો.**

મહેર કરજો દીના નાથ, વાણી શુભ આપજો.
હેતે રચુ કવિત બે ચાર, દાસ કરી સ્થાપજો.— ૧

રતિ બુધ્ધી નથી મુજ માંય, છું અજ્ઞાનરે.
બાળ ગણીને કરજો સહાય, દેજો શુધ્ધ સાનરે.— ૨

નમી અર્જ કરૂં જોડી હાથ, વિભુ માન્ય રાખજો.
પીડા કરજો પ્રભુજી દુર, કષ્ટ મારા કાપજો.— ૩

તારો દાસ ગાવે સુબોધ, વાણીને વીલાસથી.
જીવન મરણ રક્ષા સાર, કરો કૃપાળુ અતિ.— ૪

અનેક ગુણુ કરો છો હો નાથ, શુધ્ધ મુજને નથી.
લીધુ નથી તમારૂં નામ, પ્રભુ છોડો મહેરથી.— ૫

ભારે પાપ જે મારા જાણુ, ધર્મ કરી લેખજો.
ઇશ્વર વિનંતિ ધરજો ધ્યાન, કૃપા દ્રષ્ટે દેખજો.— ૬

બોત ફેરા ચોરાસીના વેઠયા, ગળે નાખી ધોંસરી.
ગાળ્યું જીવન ન આવે હાથ, હવે રે ફરી ફરી.— ૭

બધા સુ જનો વાંચજો સાર, સુબોધને પ્રેમથી.
ધુરંધરજીનું લેજો નામ, રેહેજો સદા ક્ષેમથી.— ૮

મુજ પીતાની કરજો સંભાળ, કુટુંબ સાથે હે હરી.
કષ્ટ કરજો સર્વે દુર, માંગુ હું વીંનતિ કરી— ૯

મુખે સમર્યા કરૂં શુભ નામ, નિત્યે નંહિ વીસરૂં.
નહિ ગુણ એનાનો પાર, જીભ્યાએ શું વીસ્તરૂ.— ૧૦

જેણે કષ્ટી વેઠીરે અનેક, નાનાથી મોટે કરી.
રૂધીર પાયું પોતાનું સાર, વિચારી જોઉં જરી.— ૧૧

ભણાવી કીધો પંડીત, બુદ્ધી આપીરે ખરી.
ગુણ સંભારી નિત્યે સાર, હેતે કરવી ચાકરી.— ૧૨

જેથી થાએ આપણો મોક્ષ, રીજે પ્રભુજી અતિ.
ધર્મ મારગ સુજે સુંપ્રિત, વર્ણું શું હું હીણુમતી.— ૧૩

કરૂં અર્પણ પુસ્તક સાર, પીતાજી હું પ્રેમથી.
મારા અવગુણ છે રે અનેક, ક્ષમા કરો રહેમથી.— ૧૪

વાંચનારા જુઓ જો ખોડ, સુધારીને વાંચજો.
નથી વ્યાકરણ વાણી શુધ્ધ, કહે નુરદાસ તો.— ૧૫



# ઇશ્વર સ્તુતિ.

જય જય સ્વામી, અંતર જામી, અવિચળ ધામી, સુખ કરજે.—૧
તુછો તારણ, તુછો મારણ, અધમ ઓધારણ, દુઃખ હરજે.- ૨
નિજ દાસ થાપી, કુડ મતી કાપી, સાચી મતિ આપી, સંભાળ
તુ કરજે.—૩
કાચી મતી મારી, શર્ણ હું તારી, વીનંતી મારી, ઉર ધરજે.— ૪
છો અતિ નામી મુજમા ખામી, દુઃખતો વામી, તુજ નામે ખરૂ.—૫
છો યશદારા, સહાય થનારા, વિશ્વાસે તારા; ગ્રંથ કરૂં.— ૬
સુખ કર જગધર, દુઃખ હર વિભુ નર, વિનતી રદયધર, અહો
લધુ પ્યારા.—૭
કર કથા પ્રકાશ. રત્ન વિલાસ, તુજ વિશ્વાસ, દુઃખ હરનારા.—૮
તુ ગુણ ખાણો. કવિરસ જાણો, શાસ્ત્ર પ્રમાણો; તુ અભિલાસા—૯
ગ્રંથ પુરો કરજે, ધ્યાનમાં ધરજે, ભરણુ તો ભરજે, કહે તુરદાસા.૧૦

## હાથ ચક્ર ત્રિશુળ બોરાજે અલેક જગાઉ તેરી નગરીમે. ( એ રાહ. )

ખુબ તુ ધ્યાન લગા ખાવીંદસે, બોલ મુખે સુલતાનારે.
જટ પટ જપ તપ કરલે પ્યારા, દરબાર ઉસકે જાનારે.—૧

યેહુ કલજુગકા કઠીન વખત હુએ, અકલમંદને પહેછાનારે.
નિતી ધર્મસુ પ્રિતી રાખો, ફરમાન શાહ બજાનારે;— ૨

સુપાત્ર નહિ કોઇ ઉસકે જેસા, વો હુએ જગપતિ દાના.
પલભર નામ છોડો મત ઉસકા, નહિતો પડેગા પસ્તાના—૩

મારણ તારણ વો ઓધારણ લેવત દેવત ખાત ખીલાવે,
અંતરસે કોઇનામજ લેવે, તો નૈનુસે નેન મીલાવે.— ૪

શીશ જો અપના પ્રેમકુ અર્પે, દીલકુ રાખે ઠેરાઇરે.
આદમ જાત તો બદલા દેવે, કયું રાખે જગરાઇર.— ૫

ચૌદ ભુવન જો ઢુંઢે ખોજા, સ્વપ્ને દરસન ના પાવે.
દાસ તુરો કહે ગુરૂ પ્રતાપે, ચાલી તે તમ ઘર આવે.— ૬

## ગઝલ.

**તુજે હય શોક મીલનેકા તુ હરદમ લો લગાતાજા—(એરાહ.)**

સમજ તુ અય દીલ મેરા, ખુદાસે પ્યાર લગાલેને.
નહિ કોઇ મદદ ગારા, સભી જુઠે કબીલેમે— ૧

જનમ તેરા ભયા તબસે, દેખી બાગ બાહેરકી.
સમજ કર સોંચ જો દીલમે, છોડો બાત ઝાહેરકી.— ૨

અંતર બાગકો દેખા, જીસને ઇસ દુનીઆમે.
નહિવો પ્રેમ લાતા હય, બાહેર બાગ દુનીઆમે.—

નહિ હય કુચ્છ દુનીઆ તુચ્છ, દીલમે તુ સમજકર લે.
જાકર દેખ અંદર પેખ, અંતર નુર તુ ભરલે.—

ખુદાકે નુરસે હો ભરપુર, તુફાની રાહદુર કરલે.
છોડો ફંદ લગાવો રંગ, સાચા રાહ તુ ધરલે.— ૫

લગા લગની બની મગની, ઈબાદતમેઇ તુમરલે.
દે દે જાન હો કુરબાન, કલમા તુ સમર કર લે.— ૬

ખુશીસે ઔર પ્યાલા ઝેર, આદમ જાત કયું પીવે.
અકલ હએ આન મંચ હએરાન, અમીતુ છોડકર જીવે.—૭

લગા તુ પ્યાર મઝેસે યાર, છોડી ઝેર અમીપીવો
કરો દીલ સાફ મંગલો માફ, ખુદાકે પ્યારસે જીવો.— ૮

પડેગા માર હોગા ખ્વાર, પીઓ જો ઝેરકા પ્યાલા
સચા તુ બોલ દીખાતા કોલ, ખુદાકા દેખ તુ ખ્યાલા.— ૯
નહિ હુએ પ્યાર રતન જેરલાલ, ખરીદાર હો પથ્થરકા
હોગ્ના પાક તુરા ખાક, ભરાજો હુએ તુ મકફરકા.— ૧૦

## દોહરા.

દીલ ધુઓ હરીના નામથી; મનકરો નિરમળ નીર.
ઝીભ પાવન કરો સત્યથી, તો ખરા બાવન વીર.— ૧
પગ પરમારથમાં ખરા; હાથે ભકિત સાર.
મેલી ગર્વ ને ચેતજો, મરવુ સાંજ સવાર;— ૨
પાયે પડો ગુરૂ દેવને, જીવે જે થઇ પાક.
જેથી ગુણુતો ઉપજે, થાઓ શીતળ ખાક.— ૩
શુરા જેમ રણે ચડે, રાખી સબ હથિઆર.
તેમ ઇશ્વરે કૃપા કરી, આપ્યા છે સણુધાર.— ૪
ઝીભ્યા હાથને પાઉતે. આપ્યા લડવા કાજ
ખરો શુરો જીતે સહી, ખોટો ગુમાવે લાજ.— ૫
હથિઆર ઇશન આપતે, પરમારથ કેમ થાય
ઇશ્વરમાં જીવ પ્રોવીએ, લાંબા ન ભરવા પાય.— ૬
પ્યારામાં પ્યારી તણી, જપના કરો અપાર
એવા પ્રેમ વિના સહી, કેમ મળે કીરતાર.— ૭
ઘડી માયા ન વિસરો, દીલમાં જાણો ફોક.
હરીનો ઇશ્ક ચાખો તમે, તજીને સઘળો શોક.— ૮

કસો કસોટી ઉપરે, કીમત થાય નીરધાર.
જો કસે નહી તો પડે, નરક ખાણુ મોઝાર.— ૯

દુઃખે બાળવી દેહીને, સુખે પ્રભુ સંગાત.
મદીરા પીને ભજવો, નુરા એકજ તાત.— ૧૦

## નારા છંદ.

અહો સંભાળી ચાલવું, સુસંગમાં તે પ્રીતથી.
જાય જીવ આપણો લગાર. ખાધે વીખથી.
બહુ ખુવાર થાય જીવ, હીણનારે સંગથી.
કહે નુર દાસ દુર રહીએ, એના ફંદથી.—

## ભુજંગી છંદ.

વિવેકી રહો નિર્મળા, નીર જેવા.
અતિ પ્રેમથી પાળશો, ધર્મ તેવા.
સંતોશી વળી પારકા, કષ્ઠ કાપો
પ્રભુ સર્વને બુધ્ધિ, એવીજ આપો.— ૧

જેમા ધીરતા ગુણ તે, દેવ જેવો.
કદી એબ કોની નહિ, કોને કેવો.
નહિ વ્યસનો વેનમાં, દીલ થાપો.
પ્રભુ સર્વને બુધ્ધિ, એવીજ આપો.— ૨

પીતા માતને સર્વથી, શ્રેષ્ટ જાણો.
નીતિ રીતીથી નમ્રતા, સુખ માણો.
ગુરુ જ્ઞાનને સભ્યતા, શીશ થાપો.
પ્રભુ સર્વને બુદ્ધિ, એવીજ આપો.— ૩

નહિ છોડવું સત્ય તો, કષ્ટ દેખી.
નહિ જુઠને ભાંખવું, દુઃખ પેખી.
મહા મોહને મધ, છોડો બળાપો.
પ્રભુ સર્વને બુધ્ધિ, એવીજ આપો.— ૪

નહિ વાતજે મુખથી, જુઠ ભાંખે.
દીલે તો દયા સત્યને, યશ રાખે.
જુવે માત એની સદા, પર નારી.
પ્રભુ સર્વેને બુધ્ધિ, દેજેજ સારી.— ૫

રહે નમ્રને ગુણથી, બોધ રાખી.
વૃથા ક્રોધ કાઢી રહે, સત્ય ભાખી.
અતિ પ્રેમ રાખે વળી, નીજ નારી.
નુરા રાખજે મનને, તુજ વારી.— ૬

## રાગ ચેલૈયો અથવા કાચબો કહે કાચબીને.

મીત્ર મારા હો સાંભળો, તમે મુકો માયાનો સાથ.
નરકે નાંખશે પ્રેમદાએ, લઈ તમોને બાથ.—
પ્રોતી મ કરશો ઝાઝીરે, બગડે તમારી બાજી.— ૧

વાલા પ્રભુને દવલા કરાવે, પાડે ભગતીમાં ભંગ.
હું પદ તું પદ માંહી મુકે, લગાવે એનો રંગ.
પછી થાશે ખુબ રાજીરે, છે ધુતારી પાજી.— ૨

માયા માટે પરિતાપ જો કરશો, અળગી રહેશે વીશેશ.
જો લપટાણા તો પસ્તાશો, થાશો અંધ નિશ્ચેજ.
માયા માયા મુખે કરશોરે, નહિ કોઈ ઠામે ઠરશો.— ૩

સંગ માયાનો જો તમે કરશો, પામો નહિ કોઈ ઠામ.
ધુતારી માયા ધુતસે ને, રાખશે આમને આમ.
દુનીઆથી તમે જાશોરે, જમના માર ખાશો.— ૪
સંત સાધુને જોગી ધુત્યા, ધુત્યો સબે સંસાર.
મહા મુની જન મારીઆ તો, આપણો શું છે ભાર.
જગતતો ભુલી ભમે છે રે, સઉને માયા ગમે છે.— ૫
ચાર દીવસમાં પાછુ રે જાવું, ન ખોવો વૈકુંઠ વાસ.
અમરત ભોજન મેલી તમે, શીદ આરોગો ઘાસ.
મેલો તમે દુનીઆની આશા, રે થાઓ હરીના દાસ— ૬
પ્રેમ રાખો હરી ઉપરને, સતેરે ચાલો શુધ્ધ.
કુડ કપટને દુર કરો તો, હરી આપે શુદ્ધ બુધ્ધ.
સ્વર્ગમાં થાઓ વાસોરે, જ્યારે દુનીઆથી જાસો.— ૭
પ્રેમ રાખો હરી ઉપર તો, હરી ન મેલે કોય.
મોહની લાગે માયાની તો, આપે અળગા હોય.
જગત સર્વે જપ લાણી રે, દાસ દાસીને રાણી.— ૮
રળી રળીને મેળવ્યું પણ, મુવે ન આવે સાથ.
માર મારે જમ કીંકરો, ત્યારે ઘસવા પડશે હાથ.
નહિ કોઇ કામ આવે રે, જ [illegible] રે તુ એકલો જાવે.— ૯
વચન દઇને તમે આવીઆ, ભગતી કરવા કાજ.
વણજ રૂડેરૂ વેરસો તો, કરશો વૈકુંઠ રાજ.
ભગતીમાં ન રાખો ખામી રે, જેમ રીઝે તમારો શામી—૧૦
સુદામાના તાંદુલ વહાલા, ભાજી વીદુર દાસ.
ભગતી ભલી પેલા જની, કર્યો હરણુ કંસનો નાસ.
નર સિંહનો દાખલો દાખીરે, જેની શાસ્ત્ર પુરે સાખી—૧૧

હરિશ્ચંદ્રને તારા રાણી, કષ્ટી વેઠી રોહીદાસ.
દ્રોપદી કેરાં ચીરજ પુર્યાં, શામી સહુની પુરે આસ.
નુરમામદ સંભાળીજે તારૂ રે, ન કરીશ મારૂં મારૂ— ૨

છપ્પો.

ફળ્યો તેને સંસાર, જેણે કષ્ટી અંગે દીધી.
ફળ્યો તેને સંસાર, જેણે માયા અળગી કીધી.
ફળ્યો તેને સંસાર, જે રંગમાં નવ લાગો.
ફળ્યો તેને સંસાર, જે દુનીઆથી ભાગો.
સંસારતો તેને. ફળ્યો, જે નામ રામનું નિત્યે લહે.
શાસ્ત્ર વેદથી વીચારજો, દાસનુરો એમ કહે.

છપ્પો.

અંગે ચોળી ભભુત, માળા રાખે મોટી.
પેટ પોતાને કાજ, જોળીને લંગોટી.
ધરે ભગવો વેશ, નીષ્ટા રાખે ખોટી,
જાચે દેશો દેશ, લેવાકારણ રોટી.
વળી જગત સર્વે ધુતવા, કરે છે વેશ નીતનવા
કહેનુરો પેટ કારણે, જાય વીદેશ જાચવા.

છપ્પો.

ઘણો ધનનો લોભ, વળી રૂપ દેખાડે જોગી.
બાહેર કહેવે સંત, અંતર હોવે ભોગી.

જધ્યુ શરી કે ખજ્જાર, પ્રપંચ ભારી માંડે.
બળથી લેવે ભીખ, આંગણુ નવ છાંડે.
એથી અદકા ઘણા ફરે; જુઓ જગત સરવથી.
પામે મોક્ષ જો માયા તજે, દાસ તુરો કહે કથી

## ચાબખો.

દુનીઆ સમજી દુ:ખનો ગોળો, દેહીને ધુળમાં શીદને રોળો.
અમુલ્ય રતન હાથજ લાગ્યુ, પણ પથ્થર સાથે તોળો.
જાશે ત્યારે અતિ પસ્તાશો, માટે ધરમમાં બોળો,—દુનીઆ.

મનને મારો ને ધર્મે ચાલો, મુકો દુનીઆનો સોળો.
ચાર દીન કેડે પાછુરે જાવુ, પુછશે નાથ ત્યાં ભોળો.—દુનીઆ.

ઉંચી મેડીને અજબ જરૂખા. વાહર શેઠને ઢોળો.
દાસ તુરો કહે રજની થાવું, અંતના ભેદને ખોળો.—દુનીઆ.

## ચાબખો.

બોલજે સતની મીઠીવાણી, માથે કાળ ફરે છે પ્રાણી
કાળ કરોધને કાઢીરે નાંખો, દાન પુન્ય તો માણી.
મોહ માયા અહુંકાર તજોતો, ઇશ્વર લેવે તાણી.—બોલજે.
સબ કોઇ દોડી દોડી આવે, મીઠા લાડવા જાણી.
જીદા આવે કાં કામ સુજે, જો હરી નામની લાણી.—બોલજે
કડવુ નામ હરીનુ નભાવે, મીઠી લક્ષ્મીરાણી.
દાસતુરો કહે ઠોકર ખાશો. થાશોરે ધુળ ધાણી.—બોલજે.

## ચાબખો.

મમત ઓછી કરી મનમાર, અંતે છોડવુ છે ધરબાર.
લક્ષ્મીને તો શીર ચડાવે, ગળે લટકાવી નાર.
પુત્ર પરીવારને હૈયે રાખે, ખેંચે ગધેડા ભારરે.—મમતા.

ધનતો તુને ધુળ મેળાવે, નારી નરકનો ઠાર.
પરીવારથી પડયો ખાડામાં, તે ઉંડો ગયો ગેમારરે—મમતા.
છોડી છળને રાખજે તુ, હરી હૈયાનો હાર.
દાસ નુરો કહે ગુરૂ પ્રતાપે. ખોટા સબે સંસારરે—મમતા.

## ચાબખો.

સુજન સેવજો કરશો સાર, સપુત હોવેતો પરીવાર.
માત પીતાની ચાકરી કરવી, ગુણ સંભારી અપાર.
કુલક્ષણ તો દુરજ રાખો, જુઠનો નહિ વેપાર.—સુજન.
પુત્ર દયો તો સપુત દેજો. જે કુળનો તારણહાર.
લાડ લડાવે કુટુંબને, વળી ખેંચે સગળો ભાર.—સુજન.
પરમાર્થમાં પ્રીતજ પરોવે; વચન પાળે નીરધાર,
ધન્ય ધન્ય નુરો કહે છે, સપુત હોવે સારરે—સુજન.

## ચાબખો.

કરતુક કરીએ જેવા સાર તેવી કરી છે નીર ધાર,
નહિ સેવા તો કપુત જનમે; નામ બોળે ગેમાર,
દુ:ખ દરિદ્ર અતિ ઉપજાવે મારે મનને માર—કરતુક
ફરીયાદ કયાંય ચાલે નહિ; કેમજાવે દરબાર,
કરણી તેવી પાર ઉતરણી, સમજો સબ સંસાર—કરતુક.
દામ થામને હામજ ખોઇએ, જોળી લેવી સાર.
એટલુ જાતાં સુખ ના મળે, ખોઇએ, લાજનેભાર—કરતુક.

## રાગ ઝીલાગરી.

દુ:ખ વેઠો શીદ આવડું, જુઠી સંસાર વાટ.
રૂદ્ર સોસે છે શરીર તણું, માંસ ખાવે કાટ—દુ:ખ વેઠે ૧

સત મુકી જુઠ ઉપરે, રાખો છો અતિ હેત.
થોડા મુદતને કારણે, ઊંડો ભેદ તુ ચેત.—દુઃખ વેઠો. ૨

ધન્ય ધન્ય છે મન્યુષ્યને, મળ્યો મનખા અવતાર.
ચાલો વીચારી સુજનો, આવે નહિ વારો વાર.—દુઃખ વેઠો. ૩

જુઠ પણાથી જો મેળવો, કુબેર જેવડો ભંડાર.
પળ એક કામ આવે નહિ. પછી પસ્તાશો સાર—દુઃખવેઠો ૪

પેલાજ રાયે દુઃખ વેઠીઉ, બીજો હરિશ્ચંદ્ર રાય.
સાથે કુંવરને તારામતિ, કાશી નગરે વેંચાય—દુઃખ વેઠો. ૫

નરસૈયા વીદુર ભગતને, સુદામો ધર્મરાજ.
સીતા મદોદરી દ્રોપદી, સીધ્યા સઉના કાજ.—દુઃખ વેઠો. ૬

કષ્ટી વેઠો સત્ય કારણે, જેથી થાઓરે સીધ.
કીર્તી પ્રસરે જગતમધે, સુખ પામો વીધી વીધ—દુઃખ વેઠો. ૭

નાથ મછંદરને ગોરખો, જાલંદર છે સાથ.
ભરથરીને ગોપીચંદે તો, તજ્યાં રાજને પાટ.—દુઃખ વેઠો ૮

કર્ણજી નળરાણી, દમયતી, જુવોની બળીરાય.
માતા કુંતાને મેનાવતી, ગુણ હરીના ગાય—દુઃખ વેઠો. ૯

સત્રોગણુને હનુમાનજી, ભભિક્ષણને ભરત.
શીઆળ ભદ્ર સગાળશા, ચેલૈયો પ્રેમે મરત—દુઃખ વેઠો. ૧૦

ધીરો કબીરો ને નરસો, સાથે તુલસી દાસ.
દેવ બ્રહ્માને મહેસરા જોગી મુની સન્યાસ—દુઃખ વેઠો. ૧૧

સેવા ઘણીજ કરી ગયા, વૃથા નહિજ થાય.
વૈકુંઠ વાસો આપસે, નીશ્ચે જદુરાય—દુઃખ વેઠો. ૧૨

સત સાસ્રો જો ચાલશો, મોક્ષ મળે નીરધાર.
વચન ઉથાપ્યું ગંગદેવજી, પોંચ્યો નહિ તે દ્વાર-દુઃખવેઠો ૧૩

લજ્જા મુકી હરીને ભજો, હૈયે રાખી હામ,.
કવિજન ગાવે પ્રેમથી; કિર્તી ઠામોઇ ઠામ-દુઃખ વેઠો ૧૪

નિત્યે હરીને સંભારશો, શુફળ તેનો અવતાર.
નુરમામ કહે શ્રમે કરી, રીજાઓની કિરતાર-દુઃખવેઠો. ૧૫

## રાગ ભરથરી.

મુરખ જીવતેં આ શું કીધું, નહી સમર્યો ભગવાનજી
પ્રેમ મળે નહિ ભક્તિમાં, રાખે માયાસુ ધ્યાનજી—ટેક.

દુઃખ અતિ તુ ભોગવતો, તોએ ન આવી લાજજી.
ઊંધે મસ્તકે જ્યારે હતો, વચને છુટો સમાજજી—મુરખ. ૨

બાળ પણામાં ઉગારીઓ, સાન દીધી મોરારજી.
ભણતરમાં ભગતી ભુલીઓ, થયા વરસ બારજી.—મુરખ. ૩

મુંકીદે અહંકાર મુરખા; થોડા દીનગો મેમાનજી
કષ્ટી અતિ તેં ભોગવી, જ્યારે હતો ગીરભા સ્થાનજી—મુરખ.૪

વીસ થયા રમત ગમતમાં, ત્રીસે મોયો સ્રી સાથજી.
ઉજળા કેસ ચાળીસે થયા, બચ્ચાં બાળ સંગાતજી—મુરખ ૫

જંજાળ પુરી વાધીઓ, મમતા માયાની જાણુજી.
વૃદ્ધ વયે સમજ્યો નહિ, પચાસ પુરા પરમાણુજી—મુરખ ૬

સંસાર સાગરમાં બુડીઓ, ગયો ઊંડે જળજી.
ગોથા મારે અતિ ઘણા, સાંઠે પામ્યો નહિ સ્થળજી—મુરખ ૭

સમજકે કાળ માથે ફરે, મરવું છે નીરધારજી.
કાયા ધ્રુજે પણ નહિ સુજે, ભગતી ઇશ્વરની સારજી—મુરખ ૮

શુધ બુધ્ધ સરવે વીસરી, સીતેર ગયા સબ રોતજી.
હલકો પડયો પરિવારમાં, એંસીએ એંધાણી મોતજી—મુરખ ૯
નેત્ર ગાત્ર ગળી ગયાં, કર્ણ સુણે નહી લગારજી.
તોય હરી ભજ્યા નહિ નેવુનો થયો વીસ્તારજી—મુરખ ૧૦
પુરા થયા પલવારમાં, ખોઇ મનુષ્યની દેહજી.
જમ્મે ઝાલીને બાધીઓ, મુકુ નહિ તારો છેહજી—મુરખ ૧૧
માર પડે તારે કરગરે, છોડો ઘડી બે દયાળજી.
પલવાર હું નહી વીસરૂં, સાચું કહું છું ગોપાળજી—મુરખ ૧૨
દાસ નુરમામદ વીનવ, ભજજો સકળ સંસારજી.
ફરી મનખો નહિ આવશે, દેવને દુર્લભ ધારજી—મુરખ ૧૩

## ચોપાઈ ઢાળની.

ગણો સત્ય સાથે વેવાર, અતિ પ્રેમે નરને નાર.—૧
ગુણો અનેક થાય નિરધાર, તેનો વર્ણવું તમને સાર.—૨
પદ બાંધ્યા છે દસ વીસ, ભુલ દેખી મકરશો રીસ.—૩
મારા કાવ્યમાં અતિ ખોડ, માફ માગું છું કર જોડ.—૪
બુધ્ધી મારી ટુંકી ધારૂં, મનમાં મ લાવશો વારૂ.—૫
લખ્યો ઉસનો દાખલો સહી, કરજો વીચાર ઊંડો વહી.—૬
ગાઇ સંભળાવે નુરદાસ, વાંચી થાય કબુધનો નાસ.—૭
વાંચવુ ખુબ ધ્યાનજ દઇ રેહેતું ધર્મને શર્ણે રહી.—૮
જુઓ શેરડી કેરૂં દ્રષ્ટાંત, માનો પુરણ સાચી વાત.—૯
હરી ભજે તેનું કામ થાય, નુરા અમુલ્ય વખત જાય—૧૦

## દોહરો.

પાકે જ્યારે શેરડી, મીઠી લાગે મસ.
ગુણ અધકો ઉપજે, ચુસે એનો રસ.— ૧

ચુસીલઇ રસ કસને, બાકી રહેવે છોત.
દાંતે ચાવે જોરથી, કસથી પામે મોત.— ૨

મોટા વાડ શેરડી તણા, ખાધે ખાલી ન થાય.
ચરખા માંડે સરવથી, જેમાં તે પીલાય.— ૩

પીલી વારંવારને, કાઢે સરવે રસ.
તાપે ભરે ત્યાં અતિ ઘણા, તાણી નીચોડી નસ.— ૪

જુગતે ગાળી છાળીને, જમાવે તેને સાર.
મેલ કાઢી ચોખું કરે, ચીજુ થાયે એ ચાર; ૫

પછી અગનની ઉપરે, ચડાવે સર્વે તસ.
અતિસે મુલ્ય ઉપજે, એવે જ્યારે કસ૦— ૬

પછી શાકરને ખાંડ તે, કરે ગુણવાળો ગોળ.
થાએ ભોજન તેથી ભલા, ઉતારે સઉનો મોળ.— ૭

જગત વખણાએ પ્રીતથી, વીશ્વ મધ્યે પ્રખ્યાત,
એવી વસ્તુ જો બને, કષ્ટો વેઠે જાત.— ૮

કષ્ટી જો શીર ના પડે, અવગુણ થાએ અનેક,
મહેનત વીના ફળ ના મળે, નવ ઉપજે રે હેત.— ૯

ઘર બેઠે કાંઇ ન મળે નુરાનું કહેવું સઈ.
કષ્ટી વીના શું નીપજે, આગળ વાંચો જઈ.— ૧૦

## છપ્પો.

કષ્ટી વીના સઉ સુખ, કયાંથી પામે.
કષ્ટી વીના સઉ સુખ, દરોએ વામે.
કષ્ટી વીના સઉ સુખ, અકારો જાણો.
કષ્ટી વીના સઉ સુખ, મીથ્યા માણો.
સુખ ન ઉપજે કષ્ટી વીના, બિન મહેનત કશુ બદલા પાય
પણ સુકીત વીના સ્વર્ગે સંચરે, તો નુરો અતિ હરખાય.

## ભુજંગી છંદ.

પીલી શેરડી ખુબથી, રસ કાઢયો.
તદા ગોળનો હેમસે, ઢીમ જામ્યો.— ૧

નહી તો પડી રે સડી, શેરડી ખુબ જાવે.
થઇ લાલને વાસતો, ખાટી આવે.— ૨

વળી કીડી પેસી મહી, કાટ ખાવે-
ગયુ મુળીને જાતથી, રધ્ધ જાવે.— ૩

નહિ કષ્ટ તો ખ્વાર, તે ખુબ થાસે.
નુરા હાથથી દાવ તો, મુળ જસે— ૪

## દોહરા.

કષ્ટીવીના સુખ ન મળે, સાંભળોની સુ જન.
શરીર છે એ શેરડી, રાખો તમારૂં મન.— ૧

ધર્મ રશ શેરડી તણો, છોતા તમારૂં તન.
ધર્મ અરખો માળીને, પીસો સર્વે જન.— ૨

ખુબ કસીને વહાલથી, ગોળ જમાવો ઢીમ.
ખાય જેએ ગોળને, દીલમાં ઉપજે હીમ.—
મેલ જે પાછો કાઢશો, થાશે ખાંડ તતકાળ.
તુરદાશની કરજો, પ્રભુ તમે સંભાળ.— ૪

## રાગ ચલૈયો અથવા કાચબો કહે કાચબીને.

દુઃખતો અતિ સ્રેવીઉ એ શેરડી જાતે અંગ.
ગોળ શાકરને શાકરીઆ, બન્યા વીવીધ રંગ
અતિ પ્રેમે જગત ખાવેરે, ચુરમાના વીપ્ર ગુણ ગાવે. ૧
મહેનત વિનાં ફળ ના મળે, સાંભળો શ્રોતા જન.
સુતે બેઠે પોષણ થાએતો, શીદ ઘોડો નીશ દન.
આગળ છે વસમી વાટુરે, કરવુ મુશકીલ સાટુ.— ૨
દીલ અર્પો ત્યારે સાટુ થાએ, રીઝે ઇશ આનંદ.
કસણી સ્રેવીને કરવું કામ, જુઓ વીચારીમન.
બેઠા વણજવા હાટે રે, ચાલજો સત્યની વાટે.— ૩
મનને મારે ને તનને તાવે, ગુણ હરીના ગાય.
ફંદવી ફંદ મુકે અળગા, સાચસુ ચાલે સદાય.
હરીમાં જીવ પરોયો, રે સાચ જુઠાનો ભેદજોયો— ૪
પછી ન મારે ફાંફાં હાથે, અંતર રાંમને પેખે.
દેવ બ્રહ્માને મહીસરા, પ્રગટ રદામા દેખે.
જાહેરમાં પુજા હોઠ મુંકોરે, તુરદાશ હરીને ન ચુકો.— ૫

## ભજન શીવ જોગી.

શીવ જોગીએ જશગાયો રે, બાવા મે, જોગીએ જશગાયો રે,
ભરમાંએ ગાયો મેયશરે ગાયો, ખોજત પાર ન આયોરે. શીવજોગી ૧

કાશી પુરીથી આઇયો સદાશીવ, અંગે ભભુત લગાયો રે,
સીરપર શીંગડી, હાથમે પાવડી, નંદ ગેર અલખ જગાયોરે,—શીવ ૨

ભીક્ષા લેકર આઇ નંદરાણી, શંકર શીશ ધુણાયોરે.
નગન દેખકર મીંદર મે પેઠા, અમરત શીર ઓઢાવીઓ રે, —શીવ ૩

કયા કરૂં માઇ તેરા પાત પીંતાબર, કયા કરૂં કંચન માયારે
ચઉદ ભુવનકેરો મેરો શામી, કયું ગરમે છુપાયા રે— શીવ ૪

તુમરે જોગી અગમદીગંબર, રૂપ અદભુત નારાં;
બાલક હય મેરા ફાલ ફુલણુ જાવ તુમસે દરાયારે.—શીવજોગી ૫

બાલક તેરા આદનીરી જંન, ચઉદ ભુવનકા નાથ;
ધન રે જસોદા માઇ, કયું જાએ રે દરાયારે.—શીવ જોગી ૬

બાલક લેકર આઇ નંદરાણી, શંકર શીશ ન માયોરે;
ચરણુ ધોઇ ચરણા મણુ લીધા, શીગીએ નાદ બજાઓરે. શીવજોગી ૭

શુકલભયો મયા બાલકતેરો, કીશમત શુખ પાયા
શીવ કહે બડો ભાગ જશોદા, પુરણુ ભાગ તારો.— શીવજોગી ૮

## પ્રભાતીઆ રાગ સામગ્રી.

પધારે પોપટ રાજા રામના, સતી સીતા પડાવે;
પાસે બંધાવી પાંજરૂ, મુખે રામ જંપાવે.—પધારે પોપટ ૧

પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂ, હીરા રતને જડાવું—પધારે પોપટ ૨

પોપટ તારે કારણે, શીશી રસોઇ બનાવું;
સાકરના કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું;—પધારે પોપટ. ૩

પાંખ પીળીને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસઇના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પધારે પોપટ ૪

### ( રાગ સામગ્રી )

કોણુ એ સમાના માનવી, દત કળિયલ રામાં
દ્રપદીની લજ્જા રાખવા, હરી ઉભા છે સામા;—કોણુ એ સમાના. ૧

વાઘોજી ગયા તારે વાડીએ, સરવે સુંદરી સાથે;
શેલડીનો ગાંઠો છોલતાં, છરી બેઠી તે હાથે;—કોણુ એ સમાના. ૨

માનીતી મંદીરે પધારયાં, ચીથરડીરે લેવા;
દ્રપદીએ ચીર વહેરિયું, હરીને પાટો બાંધવા—કોણુ એ સમાના. ૩

ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસે નવાણું ચીર પુરીયાં, સઘળી સભારે દેખે.—કોણુ એ સમાના. ૪

ગરૂડે ચડીને ગોવીંદ આવિયા, આવ્યા અંતર જામી;
ભગત ઉધ્ધારણ ભાઠે મેહેતા નરસઇના સ્વામી.—કોણુ એ સમાના ૫

## (રાગ સામગ્રી.)

કોઇ સુધ લાવે મારા નાથની, તેને નવનીધ આપું;
મોતીડે વધાવું તેહને, કષ્ટ કોહથી કાપું—કોઇ સુધ લાવે ૧.

સખી કોઇ સમજાવીને, ઘેરે તેડીને લાવે;
કઠણ હૈયાના કાનજી, સંદેશો ન કહાવે;—કોઇ સુધ લાવે. ૨

કોઇ ગુણવંતી ગોરડી, પ્રીતમજીને પુછે;
શા માટે રીસાઇ ગયાં, તેનું કારણ શુ છે.—કોઇ સુધ લાવે. ૩

મુજને મુકીને જોગી થયાં, કે કોઇએ ભરમાવ્યાં;
કોને ભરોસે મુકી ગયાં, હજુ ગેર ન આવ્યા.—કોઇ સુધ લાવે. ૪

કાંઇ સમજણ પડતી નથી, રહુ ઉત્ય ઉદાશી;
વસમુ લાગે જોને વિઠલા, મથુરાના રહેવાશી.—કોઇ સુધ લાવે. ૫

અનેક અપરાધ ક્ષમા કીજીએ, કહું છું શીરનામી;
વાલમ વહેલા આવજો, રણછોડના સ્વામી. કોઈ સુધ લાવે. ૬

## ભજન.

હાથ ચક્ર ત્રીશુળ બીરાજે, અલખ જગાઊં તેરી નગરીમે
શ્રી કર શનકે દરશન કારણુ, આએ સદાશીવ ગોકુળ મે. ૧

મંદીરે બેઠી જશોદા મયા, અવાજ શુનીઆ કાનુમે
થાર ભરી કંચન શર લાએ, લીઓ જુગેસર જોલી મેં. ૨

ચાર ખાંડકા સોના રૂપા, ભર્યા હએ માઇ મેરી જોલીમેં;
તેરે બાલકકા દરશન કરને, આએ સદાશીવ ગોકુલમે. ૩

હમરે મુસાફર વનવાસી હય, આએ હંય દરશન કરનેકો;
શ્રી કૃશ્નકે દરશન કરકે, ફીર મે જાઉંગા વનકો. ૪

તુમારા સ્વરૂપ કાલા પીલા, સુરત જેશી બાદલકી;
હમરા બાલક કલકા જનમેઆ, નજર લગે કોઈ રાનનકી. ૫

ચંદા સુરજ નવલખતારા, ભજન કરે તેરે બાલકકા;
યેબાલકતો સબકુ દરાવે, યેબાલક નહિ દરનેકા. ૬

મનમે સમજી જસોદા મયા, લે આએ શ્રી કૃશ્નકો;
જબ દોનું નેનસે નેન મીલાયે, સીસ નમાયો શંકરને. ૭

## ભજન.

તમે દુરરે ખેલન મત જાવો, લાલમે રે હાઉ આયો;
બડી બડી આંખીઆં ને બડે બડે કાન
એક બાલકકુ પકડી ગયો હાઉ લાલ મેરે હાઉ આયો. ૧

મચ્છાઇ રૂપ ધર્યો જબ મઇયા, ભિરમા કી વારે મે ધાયો;
સંખાસુર મારીને વેદજ લાવ્યો, તબ ન દેખ્યો મે હાઉ
મયા મેરી, હાઉ કેશો ૨

કોરમરૂપ ધર્યો જબ મઇયા, સમુધરકુ રે વલોયો
અમરીપ લેકર મે દેવકુ પાયો, તબ ન દેખ્યો મેહાઉ. મયા મેરી ૩

વારાહી રૂપ ધર્યો જબ મઇયા, પરૂથવીકો ભાર જીલાયો;
દયતકુ દાર્યો ને ભગત ઉગારીયો, તબ ન દેખીઓ મેહાઉ. મઇયા ૪

નરસીંહ રૂપ ધર્યો જબ મંઇયા, અવની કુંઢ જલાયો;
હરણા કંસકુ મારીને પેલાજકુ તાર્યો, તબ ન દેખીઓ મેહાઉ. મઇયા ૫

વાયમણ રૂપ ધર્યો જબ મંઇયા, વેદ ચારેસ વંચાયો;
ભગત ઉધારયો ને બળકુ ચાંપેઓ, તબ ન દેખીઓ મેહાઉ. મઇયા

ફુળસીરામ રૂપ ધર્યાં જબ મંઇયા, ફુળસીરે હાથે લીધી;
મારી દાણુવ ખત્રી નખત્રી કીધાં, તબ ન દેખીઓ મેહાઉ. મઇયા ૭

રામહીરૂપ ધર્યાં જબ મઇયા, સમુદ્રકુ પાજ બંધાયો;
રાવણુકુ મારીને સીતા ઘર લાયો, તબ ન દેખીઓ મેહાઉ. મઇયા ૮

આજ કૃશ્નરૂપ ધર્યાં જબ મઇયા, વનમા ધેન ચરાયો;
નુરશેન કહે પ્રભુ આપે મીલનકુ, આપેહી પ્રગટીઓ હાઉ. મઇયા ૯

## અરજુન ગીતા.

### સરસ્વતી છંદની ચાલ.

શ્રી ગુરૂ પ્રતાપે ગાઇયે, કિરપા તે સાધુ જન;
પરિ બ્રહ્મ મારો આ પા, મારૂં મનતે અરજુન.
અરજુન સુણો ગીતા સાર, પાંડવ માનજો નીરધાર. ૧

અરજુને એમજ પુછિયું, સાંભળો વૈકુંઠ રાય;
એક સાગર ગીતા કહો મને, નિજ ભકતનો મહિમાય અરજુન. ૨

ત્યારે શ્રી હરી એમ ઓચર્યા અરજુન ધરજો મન;
એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય. અરજુન ૩

ચૌદ લોક ને વશ માહારે, બ્રહ્માંડ કેરો ભાર;
તે ધન્ય મરા દાશને, રાખે રૂદય મોઝાર. અરજુન ૪

જળ મધયે જે છે પદ્મ, તેને સ્પર્શ નહીં લગાર;
તે ચિન્હ મારા ભકતનાં, વળગે ન વિષ્ય વિકાર અરજુન. ૫

સંસારમાં સરસો રહે, ને મન મારી પાસ;
સંસારમાં લોપાય નંહી, તે જાંણુ મારો દાશ. અરજુન ૬

મુજ ભકતતે મુજને ભજે, હયે હોય હેત હમેશ;
તો ભકત તેને જાણીયે, જે કરે ન કોઇનો દ્વેષ. અરજુન ૭

કરમાંહી તુલસી કરણુ તુલસી, કંઠ તુલસી હાર;
બહુ તિલક છાપાં સોભતાં, મુજ ભકતનો શણગાર. અરજુન ૮

મારા સાધુને જાણે નહી, પાખંડ પુંજે લોક;
જે દંભ આડંબર કરે, તે જાણું સર્વે ફોક. અરજુન ૯

ઉત્તત વરણ થઇ નહિ ભજે, ચંડાળ કહીયે તેહ;
ચંડાળ થઇ મુજને ભજે, તે જાણ મારો દેહ. અરજુન ૧૦

મુજ ભકત કેરે કારણે, અવતાર લીધા દશ;
હુ નીરંજન•નિરાકૃતિ, મુને ભકતે કીધો વશ. અરજુન ૧૧

વળી દેવ કેરે કારણે, હું ગયો વશ મે વન;
રાવણ મારી રાજ આપ્યું, વિભિષણ રાજન. અરજુન ૧૨

દુર્વાસા રૂષીએ દુભિયો, મુજ આતમા અમરીષ;
ભય ચક્ર મેલી છેદીયો, મે ભલિ લગાડી શીખ. અરજુન ૧૩

બળીરાયને મે બાંધીઓ, દેવોની કીધી સાર,
પાતાળ આપ્યું રાયને, ત્યાં હું રહયો છડી દાર. અરજુન ૧૪

ગોકુળ વિષે હું અવતરયો, શીર પીંછ ધરતો મોર;
ખાતો હું માખણ તસ્કરી, જગમાં કેવાયો ચોર. અરજુન ૧૫

માં જશોદાએ બાંધીયો, હું જોડી ઉભો હાથ;
હું દીન થયોતે દાસનો, ચૌદ ભુવનનો નાથ. અરજુન ૧૬

વળી ઈંદ્ર જ્યારે કોપીયો, ત્યારે કોઇ ન આવ્યુ આડ;
ગોકુળ રાખ્યું રેળતું, ગોપીને લડાવ્યા લાડ. અરજુન ૧૯

સોળસે સ્ત્રીયોમાં હુ રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભકત કેરે કારણે, મને કહે લપટ વેદ. અરજુન ૧૮

વિરંચી વાછરૂ હરી ગયો, તે કરી ગયોજ એ ધર્મ;
હું નવા નિપાવી લાવ્યો, મારો કોઇ ન જાણે મર્મ અરજુન ૧૯

મામાને હું મલવા ગયો, ત્યાં મળી કુબજા નાર;
થોડાક ચંદન કારણે, મે આપ્યું રૂપ અપાર. અરજુન ૨૦

વળિ પ્રથમ પોળે પેસતાં, પરિયતે દીધી ગાળ;
મેં મારીને વસ્તર લીધાં, સોહાવીયાં ગોવાળ અરજુન ૨૧

વળિ ત્યાંથી આગળ ચાલતાં, માલણી લાવી હાર;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યા પદારથ ચાર. અરંજુન ૨૨

વળી માર્ગમાં નાપીઃ મલયો, ને આપ્યું દર્પણ હાથ;
પુર્યા મનોરથ તેતણા, મે રાખ્યો મારે સાથ. અરજુન ૨૩

સંબંધી જનને જેહણે, ચંડાળનો તે અંશ;
મારા ભકત કેરે કારણે, મે માર્યો મામો કંશ. અરજુન ૨૪

મે સુધનવા સંતોખીયો, કાગના કારણ કાજ;
સંપતી આપી તેહને, નવ નિધી સુધ્ધા રાજ. અરજુન ૨૫

એકવાર વિદુર ઘેર જઈ, આરોગી ભાજી પાન;
મે લાડ પાળ્યાં દાસના, રાજાના મોડયાં માન. અરજુન ૨૬

કૌરવનું કુળ સંહારિયું, મેં સાર્યાં તારો અર્થ;
હું ચૌદ ભુવન નો રાજીયો, મેં હાંકીયો તારો રથ. અરજુને ૨૭

એકવાર વનમાં હુ ગયો, વન હતુ ઘન ઘોર;
ભાવ જોયો ભીલડીનો, આધાં એઠા બોર. અરજુન ૨

અમે ગણા મળી ગોવાળીયા, રમતા ગયા મહા વન;
બહુ ભાવ જોઇ રૂષી નારનો, અમે જાગી લીધાં અન્ન.અરજુન ૨૯

પ્રલ્હાદ પિતુએ પરભવ્યો, મે થંભમાં પુર્યો વાસ;
તે દુષ્ટને વિદારીયો, ઉગારી લીધો દાસ. અરજુન ૩૦

વળી ધ્રુવને દુખ પમાડીયો, ને કાઢીઆં વનવાસ;
તે બાળકે મને વશ કર્યો, ધન્ય ધન્ય મારો દાસ. અરજુન ૩૧

ચદ્ર હાશને હરીશ ચંદ્ર રાજા, ભકત મારા તેહ;
પડે વિપત નંહી વીસરે, મારા મુગટના જાણીએહ. અરજુન ૩૨

જ્યારે સુધનવાને નાંખ્યો, તાતે તેલ બળતી ઝાળ;
મારા દાસને ઉગારિયો, સંભારતાં તતકાળ. અરજુન ૩૩

દ્રપદિના પટકુળ કાઢીયાં, હું પાસ નંહીં તે કાળ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુર્ત કરી સંભાળ. અરજુન ૩૪

પંચાળીને જ્યાં પરભવી, પાસે હતા પંચ વીર;
મારા દાસને મે પુરિયાં, નવસે નવાણું ચીર. અરજુન ૩૫

એક કોળીયે કોવતક કીધું, ને લીધું મારૂ રૂપ;
રાજાની કન્યા પરભવી, પરદલ કોપ્યો ભુપ. અરજુન ૩૬

મેં ત્યાં જઇને શું કર્યું, મારૂં તેજ મુકયું માંય;
પરદલનો પરજય કર્યો, મારૂ બીર્દ પાળયું ત્યાંય. અરજુન ૩૭

અજા મેળ તે મહા પાતકી, મામીકી ગુણકા જેહ;
જો સ્મરણ કરતાં માહારૂં વૈકુંઠ પામી તેહ. અરજુન ૩૮

ગજરાજને ગ્રાહે ગ્રાહયો, ત્યાં લીધું મારૂં નામ;
ત્યાં એક કરતાં બેહુનાં, અરજુન સીધાં કામ. અરજુન ૩૯

હુમાં ને મારાં ભકતમાં, અંતર ન હોય લગાર;
મુજ ભકતને ઓળખે નહીં, તે ભુલી ભમે સંસાર. અરજુન ૪૦

મારા ભકત શુખી તો હું સુખી, દુખીતો દુખી હું જાણુ;
મારા ભકતને કોઇ પરભવે, તો મને લાગે બાણુ. અરજુન ૪૧

છે સ્વર્ગ મૃત્ય પાતાળમાં, જળથળમાં મારો વાસ;
સુણુઈંદ્રસુત તુજને કહું, હું થકી અદકો દાસ. અરજુન ૪૨

હું જગજગતે નહી મળું, નહીં તપ તીરથ કે દાન;
અરજુન મહિમાં જાણજો, મારૂ ભકતી છે જ્ઞાન. અરજુન ૪૩

હું ભકતને સંગે ફરૂં, મને ભકતનો આધાર;
અરજુન મહિમાં જાણજો, કહેતાં ન આવે પાર. અરજુન ૪૪

હરિભકત મહીમાં સુણી અરજુન, પામ્યો હરખ અપાર;
મુર્છિત થઇ અવની પડયો, નેત્ર વહે જળ ધાર; અરજુન ૪૫

આ ગીતાને જે અનુ ભવે, જે ગાય નરનેનાર.
અરજુન એવું જાણજો, તે પામે પદ નીર્ધાર. અરજુન ૪૬

એ ભકત મહીમા માહરો, કોણે કર્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુ ભવે, ધન દાસ ગીતા ગાય. અરજુન ૪૭

## (રાગ રામગ્રી.)

આવો અમારે દેશડે, મીઠાં મોહન માવા;
દહીં દુધને વળી ઘ્રતઘણું, ખીર માંડા ને ખાવા. આવો અમારે

રસોઈ કરી ભાત્ય ભાત્યની, કાહન તમારે કાજે;
પ્રીતમ પ્રીતે પધારીએ, કૃપા કરીને આજ. આવો અમારે ૨

ગંગાજળ મેં તો ગરમ કરયું, નાથ તમારે નાવા;
આપું પીતાંબર પેહેરવા, ચાલો પરસાદ પાવા. આવો અમારે ૩

અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યા છે ધાઈ;
ગોપીઓ દેખી ઘેલી થઇ, અતી મન હરખાંઈ. આવો અમારે ૪

ભાવેથી ભોજન જમાડીયાં, બીડો પાનની દીધી;
ઘણા દીવસની ગોઠડી, કાન આગળ કીધી. આવો અમારે ૫

પ્રેમની સાંકળે બાંધિલા, હવે નંહિ દઊં જાવા;
નરસૈના સ્વામી શામળા, ચાલો ગોકુળ ગાવા- આવો અમારે ૬

## ( રાગ રામગ્રી )

વનચર વીરા વધામણી, કહેને કયાં થકી આવ્યો;
આરે મુદ્રિકા શ્રી રામની, કહેને કયાં થકી લાવ્યો. વનચર ૧

આરે મુદ્રિકા શ્રી રામની, કોઈને જોવા ન જડતી;
તે તારે હાથે આવી ચઢી, મુને કળ નથી પડતી. વનચર ૨

બોલજ બોલવચને બાંધવા, સાચી સંભળાવે વાત;
જવાળા ઓલવજો જાનકી, કુશળ છે રઘુનાથ. વનચર ૩

કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી;
કપુર લઇને આલ્યું કાગને, મારે વાહલે વિસારી. વનચર ૪

નાથ નમેગ કેમ થયા, હૈડાં કઠણજ કીધાં
સવીને મેહેલીને સાધુ થયા, મુખ મુનિવ્રત લીધાં. વનચર ૫

જોગ લીધો બે બંધવે, બેઠા આસન વાળી;
શ્રી પાત થયા સઉ દેખતાં, લીધાં ઉપવીત બાળી. વનચર ૬

આજ કાલ રામજી આવશે તારે અબળા ઉગરશે;
નાથ વિજોગે ટળવળો, નારી નિશ્ચેયે મરશે. વનચર ૭

પંથ ન્યાળતા નેત્રં ગળ્યાં, કર્મનો પાર ન આવ્યો;
રણછોડના સ્વામીને જઇ કહેજો, સતિએ સંદેશો કહાવ્યો. વનચર ૮

## ( રાગ રામગ્રી )

હસિને બોલ્યા હનુંમાનજી, માતા આજ્ઞારે પાળું;
કહો તો રાવણને રોળવું, કહો તો લંકા પ્રજાળું. હસિને બોલ્યા ૧

કહોતો રાક્ષસના કુળને, ખરી ખાંતેથી ખાઉં;
કહોતો ખાંધે બેસારીને, પેલે પાર લઇ જાઉં. હસિને બોલ્યા ૨

વિપત પડે નવ ખુટીએ, રામજી છે રૂડા;
નથી સતી પતી સાહુ થયા, નથી દિલનારે કુડા. હસિને બોલ્યા ૩

રામ લક્ષમણ આરોગ્ય છે, સમાચાર છે સારા;
મારી માતાનું દુઃખ જોઇને, આવે આંસુની ધારા. હસિને બોલ્યા ૪

તમે કહ્યું માનો મ્હારી માતાજી, કશી ચિંતા ન કરીએ;
સાચે મને કરી સાધવી, ધ્યાન ધણીનું ધરીયે. હસિને બોલ્યા ૫

દુરમતિએ કરમ કર્યું, મોટું વેરજ વાર્યું;
પાપી તણાં પ્રાણ લઇ કરી, આપણે ઘેર જાશું. હસિને બોલ્યા ૬

આ આ વેરડા રામજી, ટાળવા દુઃખ તમારૂં;
શોધ લેવા મને મોકલ્યો, કહ્યું માનજો મારૂં. હસિને બોલ્યા ૭

આ આવે રઘુનાથજી, જાણિયે જોગ માયા;
રાજા રાવણને મારશે, ગુણ રણછોડે ગાયા. હસિને બોલ્યા ૮

## ( મંદોદરી રાવણને કહે છે—રાગ રામગ્રી. )

કહ્યું રે માનો મારા કંથજી, રૂડા રામજી આવે;
પથ્થર તારી પાણિમાં, પ્રભુ પાગ બંધાવે. કહ્યું રે માનો 1

નારી આપો જઇ નરપતી, કરો પ્રભુને પ્રણામ;
દયા કરશે દયાલજી, સરશે આપણું કામ. કહ્યું રે માનો ૨

મામાનો કહે મંદોદરી, સુણીએ મારા સ્વામી;
એને લેજો તમે ઓલખી, એ છે અંતર જામી. કહ્યું રે માનો ૩

આ જુઓ ગરદ ઉડે ઘણી, મેહેલ થઇ ગયા મેલા;
સીતાને લેઇને જઇ મળો, સ્વામી કાં થયા ઘેલા. કહ્યું રે માનો ૪

આજ સ્વપનામાં આવીયું, લંકામાં લાહ્ય લાગી;
રામબાણે દશશીશ હણ્યાં, એટલે હું જાગી. કહ્યું રે માનો ૫

પેટ ચોળીને પીડા કરી, માન મણીધરનું લીધું;
આભ સાથે જઇ આથડયા, વેર મોટા શું કીધું કહ્યું રે માનો ૬

સ્વામીજીએ શું કરયુ તમે, જુવો મહા જુધ્ધ થાશે;
પ્રાણ તમારા લેઇને, સીતા રામ ઘેર જાશે કહ્યું રે માનો ૭

માટે મરણ આવ્યું હું કહું, ઉગરવાની ન આશ;
જાટને નમો તો જીવશો, કહે છે રણછોડ દાસ. કહ્યું રે માનો ૮

## ( રાગ રામગ્રી. રાવણ મંદોદરીને કહે છે )

રાવણ કહે મંદોદરી, હારશો નહીં હૈયે;
લંકાગઢ કેમ લેવાશે, દશરથનેરે છૈયે રાવણ કહે ૧

સેના એની જુવો શોભતી, માહીંવાનર વારૂં
રાજા રાવણને ઝીતશે એતો, શા બળ સારૂં. રાવણ કહે ૨

થાળી વગાડે હું નવ બિહું, રહ્યા ત્રંબાળુ ગાજી;
અમ આગલ એનો શો આશરો, જહમાં કરો ઝાઝી. રાવણુ કહે ૩

અંજાણ્યો મારો એ નથી, માનની મતી પાઇ;
જોર કરીને આવિઓજો, જનકનો જમાઈ. રાવણુ કહે ૪

ત્રણભુવનમાં તારૂણી, નથી નરપતી એવા;
રાજા રાવણ શું આથડે, યુધ્ધનો લાવ લેવા. રાવણુ કહે ૫

નવગ્રહને મેં વશ કરયા, લોપા મુનીવરનીમાઝા;
ઇંદ્ર રહ્યા મારીઆગ્નમાં, તેત્રિશ ક્રોડનો રાજા. રાવણુ કહે ૬

માનની મારૂં મરણ હશે, હરી હાથથી હણશે;
લંકા લઇ વૈકુંઠ આપશે, તેમાં શોલાભ ગણશે. રાવણુ કહે ૭

નારી નહિ આલું નરપને, બરદ મારૂં રે જાય;
થનાર હશે તે થઇ રહેશે, ગુણ રણછોડ ગાય. રાવણુ કહે ૮

## પ્રેમવિષે

### છપય

નથિ નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં;
નથિ નિપજતો પ્રેમ, તેળ ચોલ્યાંથી તાતાં;
નથિ મળતો કાંઈ પ્રેમ, ગાંધિ દોશીને.હાટે;
નથિ મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથિ મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની;
કહે નરસો પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રી રામની: ૧

મળ્યો પ્રેમ વ્રજનાર, મંમન થઇ મનમાં ફુલી;
કહાન કહાન કહિ ફરી, ભાન દેહીનું ભુલી.
પ્રેમિ વિદુરની નાર, નાહતાં નાગી ધાઇ;
એ લક્ષણ પ્રેમનું, જઇ ભેટી જદુરાઇ.
તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે;
કહે નરભા પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે. ૨

જ્યારે પ્રગટયો પ્રેમ, તુલસિના દળથી રાજી;
જ્યારે પ્રગટયો પ્રેમ, ખાધિ ખીચડીને ભાજી.
જેને પ્રગટયો પ્રેમ, પ્રેમને તે નર જાણે;
જેમે પ્રગટયો પ્રેમ, તેહને વેદ વખાણે,
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતી ભાર જેહને;
કહે નરભેરામ ગુરૂ થકી, નિત બલિહારી તેહને. ૩

કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે;
વળી આપે ગૈદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થપણ બહુ ફરિ આવે;
દહી દુત ધ્રત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે.
એવાં સુક્રત કીધાં ઘણાં, હું આંપું જીભે ગણી.
કહે નરભેરામ એ સર્વેથી, જ્ઞાન દાન શિરોમણી. ૪

ખારા જળનો જીવ, મિઠા જળ માંહિ મરે છે,
મિસરી મીઠીઘણી, ગધાના પ્રાણ હરે છે,
સિહંણુ કેરૂં દુધ, કનકને પાત્રે જામે;
બીજી ધાતુ બહુ, માંહિ વિરામ ન પામે.
છે એમ હરી રસ આકરો, પ્રેમીને દિલ જઈ ઠરે;
કહે નરભેરામ ગુરૂ થકી, દુરિજનને વિસ્મય કરે. ૬

નથિ મૃતિકામાં માલ, નથી પીતલમાં પેઠા;
કનકનીમુરતી કરે, નથી ઇશ્વર મહી બેઠો.
નથિ ધીરોમાં પીર, નથી શ્રાવકને દેરે;
અસલ જુએ નહિ કોય, સઉ નકલોને હેરે.
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કેહેવાય છે;
કહે નરભેરામ ગુરૂ થકી, પ્રેમ પ્રગટજ થાય છે. ૬

શાસ્ત્ર પુરાણો વેદ, કમાવાં કારણ શિખે;
આઠ પહોર દિન રાત, જઇને ઝીકણું ઝીકે.
વાણી મધુરી વદે, મોરના જેવી કહિયે,
સર્પ વીંછીને ખાય, ઝેર એવું છે હૈયે,
જે રામ રટણ કાંઈ નહિ કરયું, તે ગવાર છે તેડિયા;
કહે નરભો ખાદને લાભશો, મિસરી ભરકે મેડિયા. ૭

જુવતી જળને કાજ, જુઓ પનઘટપર જાવે,
જેને જેવો અર્થ, તેટલું તે જઇ લાવે,
ભાણે ભર્યાં પકવાન, ભુખ સમભોગ કરે છે,
હદ આવી જે વાર, હાથ આડાજ ધરે છે,
ભાગવત ગણ ભટ કહે, અક્ષર એક જેથી પળે;
કહે નરભેરામ ગુરૂ થકી, સત્ય વસ્તુ તેને મળે, ૮

પ્રજાપતિની ઘોડી, રાંડશિદ દુરિજન જાયો,
પેટ ભરે કરિ વિષય, એહમાં શું એ કમાયો,
નિદ્રા મેથુન આહાર, માંહિ તું શું થયો રાજી
એ પ્રાણી સર્વને, વિચારી જોને પાજી,
જો રામ રટણ કાંઇ નવ કરયું, અંતે કારંજ શાંસર્યાં,
કહે નરભો પેટ સર્વ ભરે, ગધાં બિલાંડાં કુતરાં. ૯